# ध्रुवचरित्र नाटकना गायनो.





બનાવનાર

અંદરજી શંકરજી રાવળ.
રહેવાસી વાંકાનેરના.

અમદાવાદ આર્યહિતવર્ધક નાટકકંપમાટે
છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. પ્રેમચંદ વીરચંદ.
રહેવાસી અમદાવાદ.



## अमदावाद मध्ये.

"અમદાવાદ સમાચાર" પ્રેસમાં શા. કીલા
ભાઇ દલપતરામે છાપ્યું.

આવૃતિ ૩ જી    પ્રત. ૧૦૦૦

પ્રયાસ ૩ જો    સને ૧૮૮૯.

કિંમત ૦-૨-૦

# અર્પણ પત્રિકા.

## ધર્મ ધુરીંધર મહારાજા ધીરાજ સાહેબ શ્રી ૭.

## મુ. અમરસિંહજી બહાદુર.

મુકામ–વાંકાનેર.

( કલ્યાણ. )

**અમરસીંહજી ?** આપને હું આજ,

અરપુંછું આ ગ્રંથ તે સ્વીકારો શીર તાજ. ટેક૦

ટેકી જનનું નાટક અરપણ, ટેકી જનને થાય,

પણ ટેકીનું ચરિત્ર જોવા, કાયર જન શું ચ્હાય. અ૦

ખરી ટેક જો ધારી ધ્રુવે, તો તેનું સીધ કામ;

થયું પ્રમાણો આપ ઉરમાં, શું કહું તે આ ઠામ. અ૦

તેવી રીતે ટેક તમારી જગમાં છે વિખ્યાત;

તેથી હું અરપું આ પુસ્તક, અતિ હર્ષની સાથ. અ૦

તે સ્વીકારી ભુલ ચુકની, માફી કરશો આપ,

જેથી કરી આભાર આપનો, થાશે કહું અમાપ. અ૦

મુકામ વાંકાનેર. એજ વિનંતિ.

કાઠીયાવડ. **અંદરજી શંકરજી. રાવળ**

## સુચના.

પ્રિય વાંચનાર સાહેબો? આ બુકની વધારે ખપતિ હોવાથી આ નવી આવૃતિ બાહાર પાડીને સ્વદેશીઓની શેવામાં મુકી છે. જેની અંદર આગળના કરતાં વીશેશ ગાયનોનો સમાવેશ કરેલ જે. તેમજ ગરીબ તથા ત્વંગર એ સરખો લાભ લઈ શકે તેટલા માટે તેની કીંમત માત્ર બે-આના રાખી છે, વળી જણાવવાની રજા લઊં છુ કે આ બુકની અઠાવીસમે પાને જે મરશીયા રાગનું ગાયન છે તેની બીજી લીંટીને પેહેલી લાઈન ગણવી. અને પેહેલી લાઇનને બીજી લાઈન ગણવી. કારણકે કોઈ કોઈ પ્રુફ કામ પ્રસંગથી બરાબર સુધરાણા નથી માટે તેની અંદર કાંઇ ભુલ-ચુક નજરે આવેતો સુધારીને વાંચશો એવી મારી વીનંતિછે

રેહેવાશી વાંકાનેર — ગ્રંથકર્તા

કાઠીઆવાડ. — **અંદરજી શંકરજી રાવલ.**

---

# ધ્રુવ ચરિત્ર નાટકનાં ગાયનો.

## મંગળા ચરણ.

### બનાવનારની પ્રભુ પ્રાર્થના ગીતિ.

ગહન ગતિ પ્રભુ તારી, કહેતાં બુઝે સર્વ મતિ મારી
જેજન સત્ય સુખકારી, અસત્ય જન તે જાય હાંમ હારી;

**સર્વ પાત્ર**-(મળીને જગદિશ્વની સ્તુતિ કરે છે.)

### કલ્યાણ.

વિશ્વના પતિ, તુજ ગહનછે ગતિ;
અતિ કૃપાથી મનુશ્ય જાતિને દિધી ગતિ. ટેક૦
માત તાતને ભગની દારા, સુત અને પરીવાર;
તે સહુને એ ઈશ્વર તારો, સાચો છે આધાર. વિશ્વના૦
રૂતુ રૂતુના સાજ બનાવી, આપે છે તું સુખ.
શેવકપર તું રહેમ રાખીને, કાપે સઘળાં દુઃખ. વિશ્વના૦
વળી પ્રાણીને હવા માટેતેં, ભારે કીધો ભંડાર;
તુજ ગુણ લખતાં લહીયો થાકે, પણ નવ પામેપાર. વિશ્વના.
માગેછે (એંદરજી) એવું, ઇશ્વર તારી પાસ;
સર્વ કામનું પુરણ જય ઇશ્વર અવિનાશ. વિશ્વના૦

## પ્રવેશ ૧ લો.

(સ્થળ સુનિતીનો મેહેલ.)

**સુનિતિ**-(દાશી પ્રત્યે)તેને તેના પતિનું માન નથી તેથી

## ગીતી.

કરમ તણી કઠણાઈ, પતિ તણું નથી માન મારે કાંહી;
સાત વરસ થયા પણ પતિ, કોઈ દીન આવ્યા નથી આંહી

## બીહાગની લાવણી.

નથી માન પતિનું, મુને દાશી એ પ્યારી;
ગઈ અરધી દેહી, આજ દુખમાં મારી. ટેક૦
થયાં સાત વરશતો આજ પતિને આવ્યા;
નથી કોઈ દિન કુડા રૂડા સમાચાર કાવ્યા. નથી.
મુને શીરમાં ભડકા થાય કહું શું વાત;
મમ જીવ બળે હંમેશ કહું સાક્ષાત. નથી૦
તોય ઈશ કરે નહી મ્હેર કદાપી દારી;
હું રટું પતિનું નામ રહીને પ્યાસી. નથી૦

**પ્રભાવંતી-** શઃદર

નહીં શોચ કરો મમબાઇ વાત દુઃખદાઈ;
રટો આપ ઈશનું નામ મુખે સુખદાઇ. નહી૦
નથી સાર એહમાં કહું પુજ્ય મમબાઇ;
કરો સદમતિ ઉરે પ્રસાર સુજ શરે છાઈ. નહી.

**સુનિતી-** શઃદર

છે સત્ય વાત મમદાસી કહું છું તારી;
નથી પતી તણું રતી માન મુંઢ મતી મારી. છે
મુને ચેન પડે નહીં કદિ દીલમાં પ્યારી;
હું થાઉં બહુ હેરાન, લેતું ચીત ધારી. છે૦

કેટલુંક ભાપણ થયા બાદ

**(પડું છું વીખુટો પ્રીયા.) એ રાહ.**

હું થાઉછું હેરા ન દાશી, નથી પતિનું માન;
જગમાં જીવું છું વ્રથા, નથી શરીરે ભાન. હું થાઉછું૦
પ્રાણનાથ સાત વર્ષ, થયા ન આવ્યા આજ;
ગાભરી હું રહું છું સદા, સરેન સીધ આ કાજ. હું થાઉછું
ચિંન્તા તેની થાયછે, મુંને દાશી પ્યારી;
દીલ ઉદાશી થાય નિત્ય, બુઝે મતિ મારી. હું થાઉછું૦
મરવું ઉચીત પ્યારી, દાસી આથી છે સાર;
કહુંછું સત્ય સર્વે આ, મમ પ્રીય ચીતમાં ધાર. હું થાઉ.

**પ્રભાવંતિ**–(ધીરજ દેછે) **સદર.**

બાઈ શોચ નાકરો, નથી એમધ્યે સાર;
કહુછું સાચું આપને, કરો લેશ તે વિચાર. બાઇ૦
ઇશ્વરેતો આપણને, દુઃખ દીધું બહુ;
તોપણ નિત્યે ઇશ ભજો, એ સત્યરે કહુ. બાઈ૦

**સુનિતિ**–ધ્રુવને શીખામણ દેતી વખતે.

ન જાજે પ્યારા પુત્રરેતું તુજ તાતની પાસ;
માતુ તારી કપ્ટી છેતે, કરી નાખેરે વિનાસ. ન જાજે.
તુજથી અભાવ તાત. રાખે છે તારો;
જેથી હરદમ પુત્ર, જીવ બળે મારો. નજાજે.
માટે તું નજાજે પ્યારા, પુત્રરે તહીં;
સુખ દુઃખ ભોગવશું, પુત્ર અહીં રહી નજાજે.

**પ્રભાવંતી**–ભ્રાત બાઇ મુખથી, વદે છે તે ખરૂં,

માટે આપ ત્યાં નજાજો, એ વિનતિ કરૂં. ભ્રાત.
આપ તણી માતુ ભ્રાત, કરે કષ્ટ અજાણુ;
તેથી આપ ત્યાં નજાજો, જશોતો થાશે હાણુ. ભ્રાત.

—*—*—

## પ્રવેશ ૨ જો.

### (સ્થળ ઉતાન પાતનું વિચાર ભુવન.)

**ઉત્તમ**-(તેના પીતાને પોતાનું ખટ કર્મ કેમ કરવું તેકહેછે)
(**નાગનકે બચે નાગ.**) **એ રાહ**૰

અમ્રત વચન, પીતા કેમ ઢોળી દઊં;
આપ શુભ મતિ મુજ દિલમાં લઊં. અમ્રત૰
નિત્ય કર્મ માહરૂં તે, સફળ હું કરૂં;
પીતા આપ વાત, મુજ ધ્યાનમાં ધરૂં. અમ્રત.
કહો સત્ય આપ મુંને, સુખ'સારૂં રે;
વીનંતિ ખુશીની સાથ દીલ ધારૂં રે. અમ્રત.
ખુશી સાથ વિદયા ભણી, લઊં રાજરે;
કીધી વાત સત્ય પીતા, મુને આજરે. અમ્રત.
મુખ્ય પુત્ર આપ તણો, તાત હુંજ છું;
નિતિની રીતિ પ્રમાણે, કર્મ કરૂં છું. અમ્રત.
સદા સુખ સારૂં આપ, વાત આ કરો;
પીતા મારી વાત આપ, ધ્યાનમાં ધરો. અમ્રત.
ન્યાયથી અજાણુ હું, હવે પીતા નથી;
સાંભળો હું ક્ષત્રી વીરની, કહું કથી. અમ્રત.
જો કે શીર જાય કાય, ધાય તો શું થાય;

પણ કદાપી મુખ તણું વેણ નવ જાય. અમ્રત..
અદલ ન્યાથી પ્રજાને, સુખ આપવું;
પ્રજા સર્વે બાળ જાણી, સુખ સ્થાપવું. અમ્રત.
હાવ ભાવથી પ્રજાને રાજી રાખવી;
મુખથી સદાએ સત્ય વાણી દાખવી; અમ્રત.
રણ બીજ કોઈ કાળ, હારવું નહીં.
અધર્મ આરે હાથથી, કદી કરૂં નહીં. અમ્રત.

**સુમતી**–(ધ્રુવ ઉતાન પાતના ખોળામાં બેશવા જાય છે ત્યારે.

**(સલામ સલામ સલામ.)**

અરેઓ દુષ્ટરે તું અહીંથી સધજા;
વનમાં જઈને રાજ લેવા, જલ્દી જોગીથા. અરે૦
ત્યાર પેલાં નવ મુખ બતાવે, દુષ્ટ અભાગી આજ
વનમાં જઇને તપ માંડીને કરતું સુક્રીત કાજ. અરે.
જરીયન વસ્ત્ર તું પેહેરે તો સમ છે તારી માત;
નીપ પુરમાં જો રેહેતો, સમછે તુજ આ તાત અરે.

**ધ્રુવ**–અરે માતુશ્વરી, શું આપ આ વદો;
શાને મુજ માથે દોછો ક્રુરે મદો. અરે.
શીદ માતાજી આમ વદો છો, લાગે શીરપર કાપ;
શાને મુજને દુખ.દીયો છો, કરો રેમ જરી આપ.અરે.
લઘુ બાળક્ષું તાત તમારો, કેમ વચન કેવાય;
હું તે શું કરૂં રાજ લઈને, કર્મ ક્યાંથી સીધ થાય અરે.

**સુમતી**–(ઘણું એક અપમાન કર્યા છતાં ધ્રુવ જતો નથીત્યારે

**(અધબીચ મોહોબત .તોડી) એ રાહ.**

હે દુષ્ટ જાતું (૨)અહીંથી સત્વર તુજ ધામ;

શું મોઢું મુજને બતાવે અહીં નહીં તારૂં કામ. હે.
તું અભાગણીનો (૨) પુત્ર ખરે નીરધાર,
જોગી થઈજા જંગલમાં નવ કરતું ક્ષણભર વાર હે.
ધ્રુવ–હે અપરમાતુ (૨) વદો વીણ વીચરે બોલ;
આમ આપ આ શું વદીને કરો છો ત્રણને તોલ. હે.
હું લઘુ બાળ (૨) શું પીતા વાંક છે મારો
અચાનક આ શું વદો, પ્રીય માતુ લેશ વિચારો. હે.
હું શા અપરાધે (૨) આવ્યોછું મમ માત;
દુ:ખ સહન થાશે નહીં, કરો રેમ દ્રષ્ટી તો તાત. હે.
આમ કર્યેથી (૨) આપને ગંમત થાય;
વચન પ્રહાર કરો નહીં, તે સુણીને જીવ મુંઝાય. હે.
સુમતી–(ધ્રુવને ધક્કો મારીને)

**(તુમને મેરી લાસકી મટ્ટી ખરાબકી) એ.**

ક્રતઘ્ની પાપી દુષ્ટ સઘ અહીંથી દુરજા,
તુજ મુખ ના બતાવ, જલ્દી દુરથા. ક્રતઘ્ની.
તું અભાગી દુષ્ટ દુર, જઇને તપ માંડ;
હરી ભજીને હેતથી, તું તુજ કાયા છાંડ. ક્રતઘ્ની.
જેથી તુજ તાત તણું, આપું તુને રાજ;
માટે જલ્દી વને જઈને, કર આ શુભ કાજ. ક્રતઘ્ની.
શું મોઢું બતાવ દુષ્ટ, મુને તારૂં આજ.
જન્મ લે તું મુજ પેટ. તો હું આપું રાજ. ક્રતઘ્ની૦
ઉતાનપાત–આવાં અઘટીત વચન કેહેવાથી ધ્રુવ રીશાઇને
જાય છે ત્યારે ઉદાશ થઇને.)

**(તે તો ઘટમાં ઘર કીધું ) એ રાહ.**

દુઃખ થાય મુને આવાર, ઝાત્ય પુરૂં થયું રે,
ધ્રુવજી આવ્યો મારી પાસે, આજ મુજને મળવા આસે;
માનન આપ્યું મોહની પ્યાસે, હવે દુઃખી થાતું રહ્યું રે. દુઃખ.
અણ વિચાર્યું કામ મેં કીધું, પુત્ર ધ્રુવને માન ન દીધું;
હવે ડુખાણો અધવચ સિંધુ, જેથી સરવે ગુરગયું રે. દુઃખ.
લીન થયો હું વચને તારા, ભડકા ઉઠે શીરમાં મારા.
આજ થાયછે દુઃખના ભારા, જાશે નહીં સંકટ શહ્યું રે. દુઃખ.



## પ્રવેશ ૩ જો.

### ( સ્થળ ઉતાનપાતનો દરબાર. )

**ઉતાનપાત**–( પ્રવેશ કરીને દીલગીરીની સાથે. )

**ભેરવી ગજલ.**

અરેહું ઇશ શું કરૂં, અથાગ દુઃખ થાયરે;
થયું ખરાબ કામ આજ, લાગેછે જેથી લાયરે. અરે૦
ન આપ્યું માન પુત્રને, દીધું મે દુઃખ સુતને;
હવે વીલાપ આ સમે. કરીને જીવ જાયરે. અરે૦
જેથી મુને આ વખ્તમાં, વિચાર થાય તે તું ધાર;
અભાગી આજ હું બન્યો, શું થાય આય કાયને. અરે૦

**વિપ્રસેન**–( રાજાને મુરછાથી સાવધ કરતી વખત. )

ઉચાટ આપ આ સમે, કરોન દીલમાં તમે;
લખીત વાત તે થઇ, ઉદાસ આથીછી અમે. ઉચાટ.
ખરાબ કામ આપે આજ, ભાવથી કીધું હશે;
હવે ન શોચ આચરો, વિલાપ શીર આદમે. ઉચાટ.

**ઉતાનપાત.-**

**(રે જરા શુનોતો સહી) એ રાહ.**

રે ખરાબ મેંતો કીધું (૨) રેહવે શું થાયરે ખરાબ.
સ્તબ્ધ થઇને તેવે સમે, પુત્રને ન માન દીધું;
હવેતો દુઃખ બહુ થાય, મેં ખરાબ કીધું. હવેશુ.
ધ્રુવજી આજ મુજ સાથ, આવ્યો મળવા કાજ;
દીધો નહીં તેને આવકાર, મેં ખરાબ કીધું. હવેશુ.

---*---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ સુનિતિનો મહેલ.

**સુનિતિ**-(કેટલી એક વાર થઇ તોપણ ધ્રુવ આવ્યોનહીત્યારે.

**દીંડી.**

પ્રીય પુત્ર રાહ, જોઊંછુંહુ તારી, હવે કેમ કરૂં, શી દશારે મારી
જોને ક્રોધ કરૂં, તો હું બેસું હારી. પ્રીય પુત્ર રાહ.
જીવન હાર પુત્ર, મારો છે કૃપાળું, વિના સર્વ વ્યર્થ જીવતર મારૂં
હવે ક્યારે એને, આજ હું નીહાળું. પ્રીય પુત્ર રાહ.
મુનેચિંન્તાથાય, પુત્ર વિના ભારી, હવે શાંન્તીનથીરેતીદીલમારી.
તે તો શાંન્તી રાખી, જો વિભુ વિચારી. પ્રીય પુત્ર રાહ.

**પ્રભાવંતિ**- (રાહ ઉપરની.)

મુજબાઇ સોચ. દીલમાંનધારો, બાઇઆથીઆજ, જીવબળેમારો.
જ રશાંન્તી રાખી, ઇશને સંભાળો. મુજ બાઇ.

**સુનિતિ**-(કેટલીકવાર રાહ જોયા બાદ)

**(સુલોચના સતીનો મહીમા ગાઈએ) એ રાહ.**

સુણ મમ દાસી હજુ, પુત્ર નાવ્યો આજ;
ઉદાસી થઈ છું પ્યારી, સુઝે નહીં કાજ. શુણ.
પ્રાણનાથ તણું નથી, લેશ મુંને માન;
જેથી આજ નિશ્ચય થશે, રે મુંને જાન. શુણ.
સુમતિ છે દગાખોર, દાસી મારી ધાર;
પુત્ર હજુ કેમ નાવ્યો, લાગી ઘણી વાર. શુણ.
મુજ અંધ તણી દશા, આંખ જાણ એક;
આમ શું અભાવ રાખી, દેછે દુઃખ છેક. શુણ.
તારા વિના નથી મુંને, કોઇનો આધાર;
કદળી ઉપરેશું કર્યો વિજે પ્રહાર. શુંણ.
દીન દાસી છું હું પ્રભુ કેમ જાશે દિન,
યાદ જરી લાવ હું, રૂદનમાં છું લીન. શુણ.
હાય હાય આય કાય, આજ બળી જાય;
પુત્રના અવાસ થકી, દુઃખ મુને થાય. શુણ.
હવે કોને શરણે, પ્રભુ મારે જાવું.
સંકટ પડે છે બહુ, દુઃખ શું ગાવું. શુણ.
**પ્રભાવંતી**–મમબાઇ ચિંતા નહીં, દીલમાં કરો;
દીલ સાન્ત રાખી હરી, ધ્યાનરે ધરો; મમ.
જેથી બાઇ ઉતરશો. આપ ભવ પાર;
વિશ્વના પતિ વીના નથી કોનો આધાર. મમ.
હિંમત ધરો ને નહીં, રૂદન કરો;
સદ્ મતિ માહારીતે, ધ્યાનમાં ધરો. મમ.
**ધ્રુવ**–(કેટલીક વારે પ્રવેશ કરીને બનેલી બીના કહે છે.

## ( નવ રહ્યો જગમાં. )

એણે કહ્યું માતુ વનમાં તું જાય તપ કરી મુજ પુત્ર તું થાય.
તું હીણભાગી મુખ ન બતાવ મુખ દેખી શીરતો બળી જાય.
ઉત્તમ ભ્રાત કાંઇ નવ બોલ્યા, જેથી કરી મુને લાગી છે લાય.
મુજ પીતાજી રાજી હતા તે જોઈ મુને દીલગીર બહુ થાય.
અપરમાયે સજ્યો ન વિચાર દોશ ચડાવ્યો છે આ મુજ કાય.

**સુનિતિ**–(તેના પુત્ર સદરહુ વચન સાંભળીને અભિપ્રાય આપેછે.)

## (મરાઠી ચાલની સાખી).

પુત્ર તે વાત સત્ય માનું છું, કીધાંનથી શુભ કર્મ;
વનમાં જઇને તપ તું માંડે, એ છે સત્યારથ ધર્મ.
નથી સંતોશ્યા સાધુને જોગી, દીધાં નથી કસુંદાન;
જેથી કરી આ વખત માંહી, નથીરે રાયનાં માન.

**ધ્રુવ**–માતુ મારી હું વનમાં રેજાઊં, ગામમાં નહીંરે રેવાય;
જોને આ ગામમાં હુંય વસુંતો, ક્ષત્રીની આબરૂ જાય.
વચન મારે પાળવું એનું, જન્મ ધરીને સદાય;
ભજીશ પ્રભુને વનમાં જઈને, જેથી કર્મ સિધ થાય.
અપરમાનાં વચન સુણતાં, લાગીછે મુજનેરે લાઈ;
તોપણ મુખથી કાંઈ ન બોલ્યા વડીલ ઉત્તમ ભાઇ
મારા પીતાજી કાંઇ નબોલ્યા, કીધો નમારોરે તોલ;
પણ માતુ એ જવાળારે રૂપી, માર્યા છે મુજનેરેબોલ.
અભાગણીનો પુત્ર ઠરાવ્યો, મુંજને તેણીરે વાર;
તોપણ પીતા નીજ મુખેથી નવ બોલ્યા તતકાળ.

**સુનિતી**–( એ વખતે તેનો પુત્ર વનમાં જવાની રજા માગે છે ત્યારે.) ( ગીતી. )

ભાઇ ન ચીંન્તા કરશો. મનમાં લગરી કહું ખરૂં આપ

વદો અણુ વીચાર્યે, જેથી અમને ઉપજે ઉર તાપ

**સુનીતી**–દુઃખ દાવાનળ થાયે, ભ્રાત ધ્રુવજી વિયોગથી તારા

રજા આપશું કાલે શ્રવણુ કરોને નમ્ર વચન મારા

**ધ્રુવ**–ચિંન્તા મારી ન રાખો, દાખો નિતનિત હરી કેરૂં નામ

સહાયતા તે કરશે, જેથી થાશે સફળ સર્વ કામ

## પ્રવેશ ૫ મો.

### (સ્થળ સુમતીનો રાજ્ય મેહેલ)

**સુમતી**–( પોતાના પતિને આવવાનો વખત થયો તોપણ આવ્યા નહીં ત્યારે) **(દક્ષણી રાહની લાવણી)**

નાથ નાવીયા, કેમ કરૂં હું દાશીરે;

અત્યંત વાર, લાગી ધાર પ્રીય વિચાર;

કર લગાર દર્શ તણીછું પ્યાસીરે. નાથ.

હર હમેશતો, વખત મુજબ આવેરે;

આજ આંમ, આંવું શું કાંમ તજ્યું આ ધામ;

હરવે હાંમ, મોજ મુકીને ખાસીરે. નાથ.

(ઉતાનપાતને હાર આરોપતી વખતે અત્યાનંદ ભેર)

**(પનીયા મેં કેસેતો ભરૂં.)**

પ્યારા પતિ આપ ધારશો, સુગંધી હારરે. ટેક

ગુંન્થન કીધું હોંશથી પ્યારા,"દીલગીરી સર્વ ટાળશો. સુ.

હું દીન દાશીછું આપની પીયુ, આનંદતાએ વધારશો સુ.

**ઉતાનપાત**–હાર પરીધાન કરયા પછી આનંદ થઇને.

## રાગ સીંહાનો કનરો.

જન્મ સફળ આ થયો પ્રીયે મારી,
વાધે ઉમંગ તુજ વદન નીહાળી. ટેક
ચંદ્ર બદની તુજ રૂપ અજબ આ,
આશ્ચર્ય પામું હું નેત્રે નીહાળી: જન્મ.
ઈંદ્રિ ભુવનસમ અનુપ આ શોભા,
કીધી તેં પ્યારી અતિ સ્નેહ ધારી. જન્મ.
જનમો જનમ હું ઈશની પાસે,
માગું છું જોડ અતિ સુખકારી. જન્મ.
માલતી કેરો હાર જોઈને,
હર્શીત થાયે બહુ મતી મારી. જન્મ.
થાઊં અત્યાનંદ મનમાં પ્રીયે હું.
ગુંન્થનની ખુબી જોઈને તારી. જન્મ.

## પ્રવેશ ૬ ઠો

### (સ્થળ દરબારનો દરવાજો.)

**ધ્રુવ**–(દરવાજા બહાર આવી પોતાના વસ્ત્રાલંકાર
ઉતારતી વખતે.) **(મરાઠી ચાલની સાખી.)**

બહુ દીન મેં આ કલર પેહેરી, માણ્યુ અપાર મેં સુખ;
શીર મુગટ તું ઊતર નીચે, લગાડવું નહી દુઃખ.
મમ હાટકના હાટકના હારતું જલ્દી, નેત્રથી અદ્રષ્ય થાય;
માતુ વચનથી તુજ અધીપતી, સર્વ તજી વન જાય.
તે વીણના મમ વસ્ત્રાલંકારો, ઉતરી અદ્રષ્ય થાઓ.
હવે હું તમને છુટી આપું છું મુખ હરીના ગુણ ગાઓ
ઘણા દીવસ મેં તમને પ્હેરી, શોભાવી આમમ કાય;

તે સહુ દોશને ક્ષમા રે કરજો, જોગી આતો વન જાય.
પગ તણા ઉપાનમેં તુજને, અત્યંત દીધું છે દુઃખ;
પણ હવે તું અદ્રષ્ય થઈને, અહીં રહી માણજે સુખ.
ધ્રુવ–(તેની માતુશ્રી પાસે વનમાં જવાની રજા માગે છે.)

**( મુજ છોડ ચલા બંજારા. )**

મુને રજા દીઓ માતુ મારી, થયો વખત હવે લ્યો ધારી.
હું કરીશ લીલા લ્હેર, જો થાશે ઇશની મ્હેર;
કહુંછું તે જુવો વિચારી, થયો વખત હવે લ્યો ધારી. મું૦
થશે સાહ્યા ઇશ મા તુજને, પ્રભુ શાહાય થશે મા મુજને.
થશે જેથી દશા સુભ મારી, થયો વખત હવે લ્યોધારી. મું૦
કીધાં મુને માતુએ વચન, તેની યાદીએ જાઊં છું વન;
ઇશ રટણ સદા સુખકારી, થયો વખત હવે લ્યો ધારી. મુ૦
સુનિતિ–(તેનો પુત્ર જાવાની તૈયારી કરે છે તેવારે અટકાવી
રાખીને.) **(સહીયર દુઃખ શું દાખવું.) એ રાહ.**
પુત્ર મારા તું તો જાય છે, તેયી લાગે છે જવાળ;
તુજ શરીર રીતી પાળજે, તુ છું નાનેરો બાળ. પુત્ર.
હેત થકી વીભુને ભજે, તેથી પામે તું સુખ;
જેથીરે ઇશ પ્રસન થઇ, કાપે સઘળાંરે દુઃખ. પુત્ર.
તુજ વિનારે પુત્ર માવડી, દુઃખી થાએ આવાર;
પુત્રરે તારા વિયોગથી, મુને અનંત વિચાર. પુત્ર.
પ્રભાવંતિ–પ્રીય બાઈ રજા દયો તમે, પ્રભુ ભજવાને જાય;
કામ સફળ તે કરી અને, પછી સુખીઆરે થાય. પ્રીય.
હવે રજા આપો ભ્રાતને, જાય જંગલ મોજાર;
હેત થકી રજા હું દઊં, કરો શુભ વિચાર. પ્રીય.

ધ્રુવ-પ્રીય માતુ રજા દ્યો તમે, મુને સાજ્ઞ અ.તિ;
હરિ ભજવાનીરે આશથી, કરૂં આવી કૃતિ. પ્રીય.
નવ ધરો મારો દોશરે હતો હું રે મેમાન;
મેમાનની રીતી વઈ ગઈ. હવે લેવું વેગાન. પ્રીય.
સુમતિને કેજો દંડવત, કેજો શુભ પ્રણામ;
હરિ ભજવાને ગયો છે તે, તમે કરયું શુભ કામ. પ્રીય.

**નિશાળીયા**-(જગતના પતિ ઇશ્વરની સ્તુતિ કરતા જાયછે

**(પીલુ બરવાની ગરબી.)**

ધન્ય ધન્ય હરીનું નામ, સફળ તે કરતા છે;
ભજો ભાવે સહુ ભગવાન, સુનિતિ ધરતા છે.
હરિ ભજીને પુરણ પ્રીતથી, સત્ય ધર્મને લેખેરે;
તે પર ઈશ્વર રહેમ રાખીને, દીર્ઘ દ્રષ્ટીથી દેખે. સ.
માત તાતને ભગની દારા, સત્ય નહીં મન જાણોરે;
માટે સહુ જન હરી ગુણ ગાતાં, અંતર ઉલટ આણો. સ.
પુણ્ય અને સત કર્મ વિનાતો, અંતે કહીં નહીં આવેરે;
જો કદી કરથી દાન દીએ તો, સ્વર્ગ પુરીમાં લાવે. સ.

ધ્રુવ-(આવાં સારાં શુકન થવાથી) **ધનાશ્રીની ઠુમરી.**

આપો આશીરવાદ માતુ કરૂં ફતેહ કામ;
કરૂં ફતેહ કામ માતુ કરૂં ફતેહ કામ. આપો૦
જલ્દી પાછો આવીશ માતુ તપ કરીને કાલ;
સુખે રજા આપો હવે જાઉ તતકાળ. આપો૦
મુજ માતુએ કીધાં છે મુજને વચન;
તેની વાદીએ જાઉછું હાલ હુંઆ વન. આપો૦

**પ્રભાવંતિ**-સુનિતિને મુરછામાંથી સાવધ કરતાં. **આર્યા.**

સાવધ થાઓ ભાઈ, આમ કર્યેથી દુઃખ બહુ થાશે;
વીલંબ જરા જો થાશે, ભ્રાત ધ્રુવજી રીંસ કરી જાશે.

**સુમતિ**—(પુત્રને રજા આપતી વખતે) (**આશાગોડી.**)

પ્રણામ છે પુત્રઓ પ્યારા, હવે તો પ્રણામ છે૦ પુત્રઓ૦
ગામમાં જાતાં દુઃખ બહુ થાયે. વાક્ય કીધાં બહુ સારાં; હ.
નિંદ્રા નહીં આવેતુજ વિયોગે, જતન કરે શીર તારા. હ.
ઇશરટણતું સુખથી કરજે, સ્વાર્થક કહુ છું હું તારા, હ.
તારૂ આ કામ તું પુરણ કરજે, આશીરવાદ એ મારા. હ.

**ધ્રુવ**—(ચાલતી વખતે તેના ગામને પ્રણામ કરે છે) રાગ.

**મરાઠી ચાલની સાખી.**

ઓ મમ સ્થાનક નીપ પુર હું, અર્જ કરૂં આ વાર;
વિધોગ કરી જાણું છું આજે, હરી ભજવાનેરે કાજ.
બહુ દીન મેં તુજ તનની માંહી, વસી લીધો છે આરામ.
જેથી કરી હું તાહરી પાસે, માફી માગું છું તમામ.
ઓ મમ જન્મ ભુમી હું તમને, નમીને લાગું છું પાય.
આશીશ વિજય આપતું મુજને, જેથી કરમ સિધ થાય.
મમ માતુને સુખ તું દેજે દેજેસદા મતિ સાર;
જેથી હું આ મમ જનમમાંહી માનીશ તારો આભાર.

**સુમતિ**--પુત્રને આસીરવાદ આપે છે) **આર્યાગીતિ.**

આશીશ મારી એ છે, સર્વ કાંમ તે ફલીભુત થાશે;
અહંકારી જન જે છે, સર્વ તેહનો ગર્વ ટળી જાશે.

## પ્રવેશ ૭ મો.

**(સ્થળ અરણ્ય.)**

ધ્રુવ–(રસ્તે ચાલતાં ચાલતાં ઈશ્વરની પ્રાર્થના કરે છે.)

(ધનાશ્રીની ગઝલ.)

હે કૃપાળુ હું તારો, કરૂં શેવા પ્રીતી ધારી હેકૃપાલુ.
અપર માએ આજ કીધાં, છે વાક્ય દુઃખ કારી;
શુણીને તે આજે, મુકી છે સર્વે મતિ મારી. હે કૃપાલુ.
હવે હું વનમાં છું શર્ણે તારે, કહું છું સ્તુતિ ઉચારી,
તજ્યું છે ગ્રામ્ય મેં આજે, કરે તુ સાહય ઇશ મારી.હે.

ધ્રુવ—(શીકારીઓ તેને મારવા આવે છે તે વખતે.)

(સારંગની ગજલ.)

કરો મમ ઘાત, ભ્રાત અર્જ આ દીલે ધરો;
હું છું દુઃખી જાત, ભ્રાતની ઉપરે નીગા કરો કરે૦
નથી જગ સાર યાર, અપાર દુઃખ તો થાય છે;
કરો મમ નાશ ભ્રાત વખ્ત વઈ જાય છે. કરો૦

ધ્રુવ–(હીંમત યુકતથી ઇશ્વર આરાધના કરેછે. **ધનાશ્રી.**
સ્મરણ કરૂં તારૂં. જગતકર્તા સ્મરણ કરૂં તારૂં. જ.
વિનતી કરીને તુજને કહું છું. કર સીધ કમે મારૂં જ.
દીન શેવકની સાહયમાં રહેજે. અહોનીશ સંભાળુ. જ.
દુષ્ટ કુબુદ્ધી મારી તું હરજે, જેથી હું ધ્યાન ધારૂં જ.
**નારદ** અંતરીક્ષથી ગાતા પ્રવેશ કરેછે.)

(આશાગોડી.)

ગુણ હરીના નીત્ય ગાઓ, મુખે કરી ગુણ હરીના--ટેક૦
માતને તાતનો પ્યાર મુકીને, વિદેશ વિચરી જાઓ. મુખે
જગતનો સારતે ફોગટ ધારી, હરી ગુણથી ખુશથાઓ. મુખે
જુઠીછે પ્રીતિ સકળજગતની, તે તજી વનમહીં જાઓ મુખે.

ધ્રુવ–નારદને. (**જુઓજુઓ વિપ્રે ભીડી હામ એ રાહ)**
સુણો નારદ રૂશી મુજવાણુ, કરમ તણી કથી કહું રે

ફરી મુજ માતુએ મુને હાણ્યુ, તેથી હું વન મહીં જઉં રે
મુંને દીધો નહીં આવકાર, કરમ તણી કથી કહું રે
પણ ધીટકાર દીધો તે વાર. તેથી હું વનમહીં જઉં રે
ફરી જન્મ તું લે મુજપેટ, કરમ તણી કથી કહું રે
નહીં તો વન મહીં દુઃખ તું વેઠ. તેથી હું વનમહીં જઉં રે
પીતા કશું નબોલ્યા તે વાર, કરમ તણી કથી કહુંરે
પછી ચાલી નીકળ્યો હું તતકાળ. તેથી હું વન મહીં જઉં રે

ધ્રુવ–(નારદ તેને ગામમાં તેડી જવાનો વિચાર કરીને કેહેછે ત્યારે.) **રાહ સફર.**

કદી ફુટેલ ઘડોજો ભરાય, તોય હું તહીં નહીં જઉં રે
કદી થોરમાંરે કેળાં થાય, તોય હું તહીં નહીં જઊં રે
કદી પાકે ઘડેરે કાંઠા થાય. તોય હું તહીં નહીં જઉં રે
કદી નીર નેત્રનાં મોજે જાય, તોય હુ તહીં નહીં જઉં રે
કદી કેસરી સીંહ ખડ ખાય, તોય હું તહીં નહીં જઊ રે
કદી સમુદર છલકીરે જાય, તોય હું તહીં નહીં જઉં રે
કદી સુર્યોદય પશ્ચીમનાથાય, તોય હું તહીં નહીં જઉં રે
કદી સોટી વડે જળ છુંટા થાય, તોય હું તહીં નહીં જઊં રે

## પ્રવેશ ૮ મો.

### (સ્થળ તપોવન.)

ધ્રુવ–(તપો વનને જોઈને) **ગીતી.**

પ્રસન પડે છે વંન આ, કરૂં વિનતિ શુણો રૂશીરાય;
તપ આદરૂં આજે, જેથી ઇશ્વર મુને પ્રસન થાય.

ધ્રુવ–(નારદ રૂસીની સાથે તેના પીતાને પોતાના સમાચાર આપે છે. **ઘરસેં યા કોન ખુદા** એ **રાહ.**

સુણો રૂશીરાજ, કરૂં વિનતિ હું આપને;
કહો સુખી સુત અહીંયાં, કહો મમ બાપને.
માંડયું તપ સાર એણે, રાજ માટે આજ સહી;
થાઓ ખુબ ખુશી આજે, વિનતિ પીતાને કહી.
સાહ્ય વિભુની વિનાતો, મોક્ષરે નથી કહી;
છોડું નહીં પ્રાણ જાય, તો શું થયુંરે તદી
શાને પ્રાણ પ્યારો, મુજ રાજ કાં નહીં મળે;
શાને પ્રાણ પ્યારો, મુજ દુ:ખ કાં નહીં ટળે.
કેજો મમ વાત તે, ઉચાટ તો કરે નહીં.
પધારો આપ હવે, ધ્યાંમ હું સુખી અહીં.

**નારદ**–(ધ્રુવને આશીરવાદ દેછે.) **ગીતી.**

થશે સિધ સહુ કામ, માટે હરદમ ભજે દીન નીશ;
પામીશ ખ્યાતી ભારી. પુત્ર તુંને હું દઉં છું આશીશ.

## પ્રવેશ ૯ મો.

### (સ્થળ ઉતાનપાતનો દરબાર.)

**ઉતાનપાત**–ધ્રુવના જવાથી પશ્ચાતાપ કરે છે.

**સોરઠની ગજલ.**

નાખ્યું માન મેં મમ પુત્રને કીધું ખુબ મેં બુરૂં કામરે,
અરે હાયરે દુ:ખ થાય છે, કુડાં કૃત્યથી જીવ જાયછે.
દુષ્ટ નારીજાતી વચનથી, મમ પુત્રે તજ્યું આ ધામરે
ધીક નારીજાતી હત્યારીને, કીધું બુરૂ જાત આ મારીને.
હવે કૃત્યથી હું ડરૂં ખરે, થયું વિશ્વમાં બદ નામરે.

**નારદ**–(ઉતાનપાત મુર્છીત થએલ છે તેવે સમે પ્રવેશ કરીને)

**ગીતી**

શોચ કરે છે શાને, પુત્ર ધ્રુવજી કરે હરી શેવા;
સમાચાર એ આપું, પ્રીત ભેરતે લક્ષપરે લેવા.

**ઉતાનપાત**–(સ્વસ્થ થઈને નારદ રૂશીને કહે છે.)

**(ઝીંઝોટી જંગલો.)**

મમ દુઃખ વાત શું કરૂં, મહાન રૂશીરે મમ દુઃખ. ટેક.
પ્રીય પુત્ર આવ્યો મારી પાસે, અપમાનથી ડરી મરૂં. મ.
વાંકી વીધાતાએ સુજને ભુલાવ્યો, હવે અફસોસ હું ધરૂં મ.
કુબુદ્ધી સહુ મમ દીલ મહીં વ્યાપી, કહું છું આ વાક્ય હું ખરૂં

## પ્રવેશ ૧૦ મો

### સ્થળ સ્વર્ગપુરી.

**દેવતાઓ**–(પ્રવેશ કરીને પોતાના દુઃખની વાત કરેછે)

**શીવ ધનુષ્ય કઠીન કઠોરરે માઈ. એ રાહ.**

દુઃખીદુઃખી અમો આજેઆવારે, મૃત્યુતણું દુઃખચીત કોણધારે
મૃત્યુમાં કાંઇક બનેછે બીનારે, અટકી પડયું છે એઆપ વિનારે
તપસ્વી તેજસ્વી કોણ બન્યું છે, તેને લીધે પ્રભુ દુઃખ થયું છે.

**ભગવાન**–(દેવતાઓને ધિરજ દેછે-) **ગીતિ**

કોઈ યસસ્વી બાલક, કરે પ્રીતથી નિત્ય મુજ શેવા
કરૂં સત્વર તૈયારી, તે બાલકને સત્ય વચન દેવા.

## પ્રવેશ ૧૧ મો

### સ્થળ તપોવન,

**ધ્રુવ**–( નેપથ્યમાંનો ઘોંઘાટ સાંભળીને )

**કહું શું નશીએ દુઃખીઓ કીધો છે.**

અહો ઈશ આજે આતે શું થાયે, આતો પ્રભુ વ્રજ કોપ કહેવાયે.

અચાનકથી આ કોણ વદે છે, કોણ અને તે કયાં થકી જાયે.
કોઈ દિન આવું દેખ્યું નમે તો, વાત આ ચીતમાં કેમ લેવાયે.

**ભગવાન**–(પ્રવેશ કરીને.) **ગીતિ.**

શેવક જનતું શાને, ભભુત લગાવી બેઠોછું વનમાં.
પ્રસન થયોછું આજે, કહીદે વાત જે હોય તુજ મનમાં.

**ધ્રુવ**–(જાતી વેળા તપોવનને પ્રણામ કરે છે.) **ગીતિ.**

વિયોગ તમારો આજે, કરી જાઉંછું હવે મુજધાંમ;
મેં તપ કીધું આંહીં, જેથી મારૂં થયું સિધ કામ.

## પ્રવેશ ૧૨ મો

### ( સ્થળ સુનિતીનો મેહેલ. )

**સુનિતિ**–(દાશીને સ્વપ્નાની બીના કહેછે.) **માઢ.**

શુણ દાશી તું મારી પ્યારી, મારી એક વાત;
જાણે મેં તે. સ્વપ્નામાં, દીઠાછે ધ્રુવજી ભ્રાત-શુણ૰
ઇશે એને ખુશીથઇને, આપ્યું છે વચન;
જેથી આજે ખુશી થાયે, ખુબ મારૂં મન--શુણ૰
જાણી પ્રભુએ પ્રીતેથી, આપ્યુ એને રાજ;
તોપણ કેમ આવ્યો નહી, પુત્ર મારો આજ–શુણ૰

**પ્રભાવંતિ**--બાઈ એવું હોય તો, બહુજ સારૂં થાય;
પ્રીય ભ્રાત આવે તો, તમામ દુઃખ જાય--બાઈ૰
ઈશ એને તો પ્રશન, રે થયા હશે;
જેથી આપણુને, સુખ શાંન્તી તો થશે--બાઇ૰

**સુનિતિ**--(સ્વપ્નાની વાત જુઠી છે એમ ધારીને) **ગીતિ.**

દુઃખ રૂપી દરીઆમાંહી, પડયા આપણે વિકટ સુખ થાવું
કથન સરવ દીલ ધારી, ઇશ્વર કેરૂં સમરણ નીત્ય ગાવું.

ધ્રુવ--(તે દરમીયાંન ને પથ્યમાં.)

**(નાથ કેસે ગજકો બંધ છુડાયો)**

પ્રભુએ કૃતારથ આજ કીધોછે, દીન જાણીને શ્રમ બહુ લીધોછે.
આજ મુને તેણે વચન દીધુંછે, જેથી થયોછું આભારી;
ગુરૂની પુજા નીત્ય કરીશકું, થાશે શુભ મતી મારી. પ્રભુએ
બાળપણામાં ભેખ લઈને, ચાલી ગયોતો હું વનમાં;
તોયપણ કોઇની ભય ન પામ્યો, ઈશ રટણ.કીધુ મનમાં. પ્ર

**સુનિતી** અને **પ્રભાવંતી**-(ધ્રુવજી સુખ સમુહથી પધાર્યા
તેથી ઈશ્વર આરાધના કરે છે.)

**ગરૂડે ચઢી આવજો ગોરધારી એ રાગ.**

દયાનીધી લાજ રાખી અમારીરે. કરીસ્તુતી પ્રીતેથીતમારી. દ.
મુજ પુત્ર આવ્યો તમ પાસેરે, રાખી આપ ભજન તણી આશરે.
થયું સંકષ્ટ સર્વ તે નાશ. દયાનીધિ.
સદા રહેમ મુજ પ્રતી રાખેરે.નિત્ય શુભ દ્રષ્ટી કરી દાખેરે.
એવાં વચનો આ દાસીઓ ભાખે. દયાનીધિ.

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ ઊતાનપાલ નું અંતઃપુર.

**ઉતાનપાત**-ધ્રુવની પાસેપોતાનાઅઘટીત કર્મની માફી માગેછે.

**( જનુની જીવોરે ગોપીચંદની )** એરાહ.

ધીક બુધી પુત્ર માહરી, ધીક મુજ અવતારજી;
નારી તણારે ક્રોધથી, કીધો મેં ત્રીરસ્કારજી.
પુત્ર મરા તું ક્ષમા કરે. ટેક.
નારીથી અંધ થઈગયો, થયો મુજ અપરાજી;
સ્વલ્પ ઉમરમાં તુંને તજ્યો, નારી કર્મ અગાધજી. પુત્ર.

હું છુંરે દુષ્ટ અભાગીઓ, નથી લેશ મુંને ભાનજી;
હેત ધરી પુત્ર આવીઓ, પણ નાપ્યું મેં માનજી. પુત્ર.
નિત્ય કુબુદ્ધી તે આપતી, ખોટું બોલી અપારજી.
તે સહુ દીલ સત્ય માનીને, દીધો દુઃખ તણો મારજી. પુત્ર
પુત્ર અપરમાતુ તાહરી, બહુ કપટી તુ જાણજી.
જેથી જ્વાળારૂપી બોલની, કરીછે તુંને હાણજી. પુત્ર.
ધ્રુવ—ઓમમ તાત નહીં વદો, શુંછે પુત્રનો ધર્મજી.
તાતની આગના પાળીને, કરવું શુભ કર્મજી. ઓ.
હું લઘુ બાળછું આપનો, ક્ષમા કરો સહુ તાતજી.
વચન સરવ સત્ય માનુંછું, વધાં જે મુજ માતજી. ઓ,
ઉત્તમ—ભ્રાત તે વખ્ત મેં તુજને, આપ્યું નહીં લેશમાનજી;
દીન જાણીને ક્ષમા કરે, નોતું શરીરનું ભાનજી. ભ્રાત.
માતુ તણારે કુબોધથી, કીધું મેં કુડું કામજી
તેનું ફળ મુને આ મળ્યું, થયું મમ બદનામજી ભ્રાત.
લઘુ બંધુ ધ્રુવ માહરા, તું છું દીન દયાળજી
દીન પ્રતી રેમ રાખીને, દોશ મારો વીસારજી. ભ્રાત.
ધ્રુવ--વડીલ ભ્રાતા આપ ના કરો, કાંઈ મન કલપાંતજી
દોશ શું છે બંધુ આપનો, રહો સરવદા શાંતજી. વડીલ.
અલ્પ મતિ ભ્રાત માહરી, વદો આસું વચનજી.
માત પીતાની સેવા કરી, રાખે ખુશખુશ મનજી, વડીલ
સુમતી—[પ્રવેશ કરીને ધ્રુવની પાસે પશ્ચાતાપ કરેછે-)
હાય હાય કૃત્ય માહરૂં થાય ખેદ અપારજી;
સાહસ કરી ક્ષણ એકમાં, કીધું મેં અપમાનજી.
પુત્ર મારા રોશ ના કરે. ટેક

હું દુષ્ટી જાત દુરાચર્ણી, કીધું મેં અપમાનજી;
જેથી આ વખ્ત પ્રભુ મુને, થાય દુઃખરૂપી જાનજી. પુત્ર.
પુત્ર કરૂં શું આ વખ્તમાં, હવે છું નીરાધારજી;
મારા દોષની માફી કરે, માનું તારો આભારજી. પુત્ર.
ધીકધીક માતુ માહરી, જન્મ આપ્યો તેં કેમજી;
વીખ ન દીધું શું કારણે, કેમ ભુલીએ વ્હેમજી. પુત્ર.
હાય હાય કર માહરા તુંને દઉં ફીટકારજી;
કલમ થતો નથી કેમતું, કહું સત્ય આવારજી. પુત્ર.
વાંકી વીધાતા તું આમકાં, લાવી લેખ લલાટજી.
જન્મજ તેં પ્રભુ આપીઓ, લાગેછેરે આ માટજી. પુત્ર.
પ્રથ્વી વીર માત તું મુને, આપ રસ્તો લગારજી.
જેથી હું તુજ તનને વિશે, વસી માનું આભારજી પુત્ર.
ઇશ દયાનીધી આ સમે, મુને મ્રત્યુ તું આપજી;
હું દીન દુખ હું પામું છું, તેથી તુજ સ્થળ સ્થાપજી પુત્ર.
મેં અભીમાનમાં અંધતા, રાખી કીધું કુડું કામજી.
જેથી આ સકળ જગતમાં, થયું મમનમનજી. પુત્ર.
લેમમ પુત્ર આ શીર છો તુજ શરણમાં ધારજી.
દોશ સહુને ક્ષમા કરી, અસી શીરપર મારજી. પુત્ર.
ધ્રુવ—પુજ્ય માતુ આવું નહીં વદો, હું છું દીન લઘુ બાળજી
દોશ નથીરે માતુ આપનો, નવ કરો કુડો કાળજી, પુજ્ય
માતુ મુખે કેણુ આપને, નથી શોભતું ક્લેશજી.
અઘટીત કર્મ કરૂં નહીં, મમ છે લઘું વેશજી. પુજ્ય.

**સુર્માત--** **દેશની ખમાચ**

મેં કીધું છે અપમાન, 'નોતું શરીરે ભાન.

કહું સત્ય માન, પ્રીય પુત્ર તુને.
હવે પામું ખેદ દુઃખ થાય અરે. મે કીધું છે
કીધું ઉર અભીમાન. તેથી થયું આ જ્યાન.
જેથી લાગે જ્વાળ, પ્રીય પુત્ર મુને.
હું છું દુષ્ટ ભૂપાલ, કહું સત્ય ખરે. મેં કીધું છે
કર ક્ષમા આ વાર છું હું દુસ્ટ ગમાર.
નથી લાજ લગાર નમું છું તુજને.
સુણી અરજ તું માર, રોષ નાહીં ધરે. મેં કીધું છે.

**ઉતાનપાત.**-(સુનિતિને બોલાવીને તેની પાસે માફી માગે છે)

**ચંદ્રમુખીને એકલી એ રાહ**

પ્યારી હું છું અભાગી, માફી માગું સર્વ દોશની.
કીધો મહી મેં પ્યાર પ્યારી, તુજ સાથ હોંશથી. પ્યારી
પણ હવે આ વખ્ત હું, કરૂં વિલાપ તે તું ધાર.
નથી ઉપાય આ સમે, ઘડો ફુટયો છે દોશથી. પ્યારી
ધરે ન રોશ તું નારી, કહું પ્રીયા તુને ખરે;
દીધું ન માન પુત્રને, અભાગણીના પ્રબોધથી. પ્યારી.

**સુમતી**-(સુનિતિ પાસે માફી માગે છે)

ક્ષમા કરો આવાર આપ, દોશ દીલથી સહુ;
કીધું ખરાબ મેં આગ, આપને નમી કહું. ક્ષમા
ન રોશ રાખી તેમનો, કીયો ક્ષમા તમે અરે;
પડીછું શર્ણે આપને, કરો સજાતે હું લહું. ક્ષમા

**ગીતિ.**

શીક્ષા શીર ઉઠાવું, કરો આપ સહુ દોશ તણી..માફી;
મારૂં શીર અસીથી, છેદો કહું છું આપ પાય ચાંપી.

## પ્રવેશ ૧૪ મો.

### (સ્થળ રાજ્ય કચેરી)

**ઉતાનપાત**--(પોતાની પ્રજાને બોલાવીને.)

**( પૈસે જેસો ચીજ જગતમેં ) એ રાહ**

શુણો પ્રજા મમ નીપ પુરની, ઉરમાં રાખી ધીરજસાર
આ શુભ સમયે રાજ્ય તજીને, હું જાઉંછું વન મોઝાર.
હળી મળીને ધ્રુવની સાથે, રહીને કરજો સુક્રીત કાજ.
હવે સંન્ત થઈ જાઉંછું વનમાં, સોંપુછુંહું આ ધ્રુવને રાજ
અરસ્પરસ સહુ સંમ્પ સલાહે. વરતી કરજો જેજેકાર.
મારા કહેવા મુજબ વર્તજો, ખામી નકરજો તેમાં લગાર.
નારી તણા શબ્દે ન લોભાશો, આગળ એછે દુઃખ કરનાર.
માટે હે મમ પ્રજા ચેતજો, કહુંછું તમને સાચું સાર.

**ધ્રુવ**–હેમમ સદગુણી તાત આપઆ મુખથી બોલોછો શું વચન
આપ તણું આ કેણુ સાંભળીને,મુંઝાયે મારૂં મન.
નથી વધુ દીન સાથ આપની, રહી કીધી નથી સુખદુઃખ વાત
આમ અચાનક કોપ કરીને,, દુઃખ આપોછો શું મમતાત.
અલ્પ મતિના બાળ અમેછી નથી જાણુતા રાજની રીત
આપ મુખેશું આમ વદોછો, અંતરથી વિસારી પ્રીત.

**વિદુશક**–જો કદિ એવું હોય નહીં ને, હોયતો હું જાવાતઈયાર
આપ તણાઆ નીપ પુરમાં, સાચોછે કોનો આધાર.
ઘર બાળીને જોગી થઇને, ખરે જઇશ હું રજની સાથ.
નારી મારીશ વીખ દઈને, દુખમાં રહી હું ભીડીશ બાથ.

**કુશલચંદ**--હે નીપ પુરના શીર મુગટઆ મુખથી બોલોછોસું વચન

અમે આપની સાથ આવશું વિનતી સ્વીકારીલ્યો મન.

**ખુશાલચંદ**--કુટંબકબીલાસર્વ તજીને, હુંપણ જોગીબની સઆજ

હવે સુખને શું કરવું છે, સુખ ગાનુંછું આ મમરાજ

**ઉતાનપાત**--અરે માજનો સત્ય વિચારી હવે નહી વીલંબકરો

રહો સહુ સમ્પી નીપ પુરમાં, ઉરમાંવિનતી મારી ધરો

મિત્ર વિદુષક વિણુ વિચાર્યે, વચન વદે છે શું તું નમામ.

હું અતિથી જંગલનો વાસી, ત્યાં નહીં લગરી તારૂં કામ

ખાઓ પીઓ સહુ મોજ મજામાં, વરતો સરવે ઓ ગુણીજન

આ સાધુની વિનતિ છે તે, સ્વીકારીને લ્યો સહુ મન.

પણ કદી નારી તણે ભરૂંસે ભોળાશો નહીં હે મમ યાર

વખત વખતની છાંય જાણજો, એવોછે નારીનો પ્યાર.

હરી ભજન વિણ સકલ વિશ્વમાં હું દેખુંછું ખાલી ઠામ.

તોપણ જગની રીતી પાળતાં, ધરજો મનમાં હરીનું નામ.

**રાજપાળ**--હે મારારાજા આપ તણું એ, વચન સર્વ ગણું સાચું

આપ તણા સદન્યાય વિનાતો, જીવવું છે સહુનું કાચું

સદ મહાપતીતે રાજ તજીને, જોગી થઇ જંગલ જાયે;

તેના વિણ આ સકલ પુરમાં, તોક્ષણુ એક નહીં સાયે.

**ઉતાનપાત**--આપો આજ્ઞા પ્રજા હે મારી હું છોડી જાઉઆદેશ

જોઇ તેમને આનદ થાજો, કરજો નહીં દીલગીરી લેશ;

આ જગમાંહી મુને કાંઇપણ, ચેન પડે નહી કહુંછું આજ

માટે સરવે હર્ષ ભેરથી, કરજો હરદમ સુકીત કાજ.

પુત્ર ધ્રુવતું ક્ષામા કરીને, ઉડાવી દેને આ મમ શીર.

હું દુષ્ટી દુરાચરણીછું, જેથી દુ:ખ દીધું મેં વીર.

નારી તણીઆ મોહજાળમાં, ફસાઈને બંધાયો પાસ;
જેથી તુજને માન ન દીધું, માટે ખેદ હું પામું ખાસ.
અહો માજનો સાહસ કરીને કરજે નહીં કદી આવું કામ
જુઓ હવે હું ખેદ પામીને, તજી દઊંછું આમમ ધામ

**છબીલદાસ સોલાણી**– (રાહ સદર)
અરે કદાપી આમ થયાથી, અમે કેમ રેશું આ ગામ.
ખરે ધારજો આપ ચીતમાં, અમેતો થાશુ સંન્ત તમામ

**સુનતી**–(પ્રવેસ કીધા પછી ઊતાનપાતનો વઈરાગી દરેસ જોઈને.) **રાહસદર.**
પરમ કૃપાલુ પ્રાણનાથ આ, શું કીધું છે આપે કામ;
તે જોઇને આજ. માહરૂં, શીર બળી જાયે કહું તમામ.
હું દીન દાશી આપ તણી છું, દીધું નથી પીયુ આપે સુખ;
પણ આ સાધુ વેશ જોઈને, લાગે પ્રાણ પતી બહુ દુઃખ.
અરે ઈશ તું વીકમ થઇને દશા કેમ દે પ્યારા આંમ;
પ્રાણ પતિતો સંસન્ત થઇને, તજવા બેસે છે આ ધામ.

**સુમતિ**–(પ્રવેશ કરીને.) **ભેરવી.**
અર્જ કરૂં પ્રાણનાથ, હું છું દીન દાશી તમારી;
રાજ્ય તજીને સંન્ત થયા છો, જાવું હવે કોને શરણે.
પીયુ દુઃખ થાય છે ભારી– અર્જ કરૂં પ્રાણ૦
હેત વિસારયું આપે આ વારે, તેથી તો બહુ બળું છું;
આપલીઓ આ અરજી ધારી– અર્જ કરૂં પ્રાણ૦
આમમ અરજી ધરો આપ ધ્યાને, નહીં તો પ્યારા મરૂં હું;
આથી સુને દયો ભવ તારી– અર્જ કરૂં પ્રાણ૦

ઊત્તાનપાત—(ઉભો થઈને)

**(સુક્રીત કરના હેસો કરલે) એ રાહ.**

ધર તું હરીહર નામ, હમેશાં ધર મન હરીહર નામ;
કુટુંબ કબીલા નથી કામના, ધર મન હરીહર નામ. ધર.
ઘણા દીવસો સુખ ચેનમાં રહીને, કીધાં છે સુભકામ;
પણ દીધું નહીં માન ધ્રુવને, એથી થયું છે મમ બદ નામ.
એથી થયું છે મમ બદ નામ, હમેશાં ધર મન હરીહરના૦ ધ.
હરીહર તે તું સર્વ વીસારે, હું હું છું મુરખ કેરો જામ,
મહા દુઃખથી હું સંન્ત થયો છું, તજી દઉં છું આમમ ધામ
તજી જાઉં છું આગમ ધામ, હમેશાં ધર મન હરીહર નામ. ધર

સ્ત્રીઓ-(પાણી ભરીને ગામમાં આવતી વખતે ગામનો શી-
કો દેખાવ જોઇને આશ્ચર્યતાથી. (ગાય છે)

**(પાનીસેં ધમચા મચાયા.) એ રાહ.**

કોન જાને કયાં ઈસ્કી દુવા હેરે હાય.
રે હાય એસા ગજબ કયા, ઇધરસેં હુવાહે.
સુમતિને બુરા કીયા હે, ભ્રાત ધ્રુવકું દુઃખ દીયા હે.
અભીમાનવો શીર લીયા હે— રેહાય૦
પ્રીય રાજાવો જોગી હુવાહે, ઉસ્સેં હામે નામર્દ હુવાહે;
અબ દુઃખકા દિન રહાહે— રેહાય૦
એસા બનાવ નેત્રસેં જોઇ, નાહીં ખુશમેં હાવેરે કોઇ;
મરતિ સુનિતિ રોઈને રોઇ— રેહાય૦
દીયા સુમતિકુ બોત ધીકાર, કહા નારીહે દુષ્ટ વીકાર;
લેખા નારીકા વ્યથ પીયાર— રેહાય૦
કીયા રાજાને જોગીકા વેસ, તજે જોગી હુઈ નીજદેસ.

નાહી ઊસમે હોવે સંદેસ.---                                    રેહાયલ

# પ્રવેશ ૧૫ મો.

**( સ્થળ કુબેર નાથનું વંન. )**

**ઉતમ--** યક્ષોની સાથે યુધકરતાં હારીને નીચેપડેછે. ત્યારે

**( રાગ આસા ગોડી. )**

ઘોડ બંધું મારી વારે. આવે સમે કોણ મુનેરે ઊગારે ટેક.
પાપીરે યક્ષો મારેછેમુજને, કોણ અહીંથી તે ધારે, આવે.
માત પીતારે દુર રહયાંછે, કોણ ચડે મારી વારે, આવે.

(માર સહન નહીં થવાથી કેટલીક વારે.)

**(ઓધવજી સંદેશો કહેજોશામને) એ રાહ**

ઓ બંધુ મુજને મુકીને કયાં ગયો,
મારે યક્ષો કહું મુજને આ વારજો.
બુરૂંરે ઽન કરીને મુજને મારશે.
તે તો બંધુ આવ ચીતે તું ધારજો,    ઓ બંધું.
અઘોર વનમાં  એકલો ભુલો પડયો,
મારે યક્ષો મુંને અતિ મુંઢ મારજો,
સાહય કરે તું મારી આવીને અતિ.
નહીં તો બંધુ જાશે મારા પ્રાણજો.    ઓ બંધુ
માતુ કયાં રહી એકલી તુ મુંજથી.
કેમ નથી તું લેતી મારી સંભાળજો;
પીતા તમે તો ગયાછો મુજને મુકી
પણ હું થાઉં આજ બહુ હેરાનજો    ઓ બંધુ

**(શાણો પુત્રી પધારતું સાસરે.) એ રાહ.)**

માતુ મારી તુંરે ક્યાં રહી, મુઓ હું આણીવાર;
સાહ્ય કરે તું મારી અતિ કહું તે ચીતમાં તું ધાર. માતુ.
યક્ષો મુને અહીં મારેછે, તેથી પમું છું દુઃખ;
સાંભળ વાત તુને કહું, જોવું તારૂંરે મુખ. માતુ.
વાઘ વરૂ નથી મારતા, મારે યક્ષોરે માર.
કાયા મારી છેદી નાખતાં, નવ લાગશે વાર. માતુ.
પાળી પોશીતે. મોટો કીધો, કીધો નમેં ઉપકાર;
ભીનેથી સુકે સુવાડીઓ. હવે જંગલ મોઝાર માતુ.

(મરતી વખતે) **ભેરવીની ચોપાઈ.**

સુંણ વિનતી હવે તું ઓ ભાઈરે, હું તો મરણ પામ્યોછુંરે આંહી
પુજ્ય માતુને કેજે પ્રણામરે, જોવું વિકટ હવે તુજધામ
યક્ષે કાપ્યુંછે મારૂં આ શીરરે, ધરજે વાત સરવ મમવીર.
કરજે હવે પ્રીતે તારૂં રાજરે, મારૂ પુરૂં થયુંછેરે કાજ

(કેટલીક વારે મરણ પામેછે.)

## પ્રવેશ ૧૬ મો.

### (સ્થળ ધ્રુવની રાજ્ય કચેરી.)

**ધ્રુવ**–(તેના પ્રધાનને રાજ કારભારની રીતભાત પુછેછે.)

**(અફસોસ તું યાદકર એ રાહ.)**

અદલ ન્યાયથી પ્રજાને સુખ આપવું;
દુઃખ એનું સર્વ ટાળી સુખ સ્થાપવું. અદલ.
સત્યતાથી ન્યાયમાં સદાય ચાલવું.
મારી સર્વ વસ્તી કેરૂં દુઃખ ટાળવું. અદલ

**વિપ્રશેન**–સત્ય ધર્મ આપનો છે ધ્રુવ મહારાજ;

સંપથી સદાય સર્વ આચરે છે કાજ. સત્ય.
સર્વ પ્રજા સંપથી સદા અહીં રહે;
સત્ય કર્મ આચરીને વિજયતા લહે. સત્ય.
**ધ્રુવ**-(તેના ભ્રાતનું મરણ થયું એવી વાત સાંભળી).

**(જફાવોસી તમકું) એ રાહ.**

અરે પ્રભુ આવું શું કીધું તે કામ;
મમ ભ્રાતે આજ. તજ્યું મમ ધામ.
અરે એથી દુઃખ મુંને બહુ થાય;
બંધુ વિણ આ મમ પ્રાણ સુકાય.
વિભુ. અવળું આ થયું છે સહુ;
બંધુને વિયોગે શું તુંને કહું.
અરે મમ તાત ગયા તજી રાજ;
તહાં તો આ અવળું થઈ ગયું કાજ.
હવે મારે નિત્ય છે કોનો આધાર;
કૃપા સિંધુ મારી સ્તુતી ચિત ધાર.
પાપી યક્ષ સાથ મુઆ મમ ભ્રાત;
હવે મારે શું કરવું જગ તાત.
**વિપ્રસેન**-કૃપા સિંધુ આપ ન શોચ કરો;
પણ દિલે ખુબ હિંમત ધરો.
કરી યુધ હવે તો યક્ષની સાથ;
ધરો ધીરજ શું છે એની વિશાત.
આથી અવળું તો થયું મહારાજ;
ધરી ધીરજને કરો એ સુકાજ.

શુરવીરો (પ્રવેશ કરીને)

**(ઇંગ્લીસ વાજામાં ગવાતી ઢબ.)**

સજ્જ થાઓ સર્વે જલ્દી લડવાને કાજ આજ;
પ્રીતથી કરીસું કાજ, લઈને સર્વે આપ સાજ. સ૦
ધીર રાખી ધનન ધનન, ગેબ મારો ગનન ગનન;
ચાંપી મારો ચીતથી તે, લાગે વેરી છનનલાલ. સ૦
ભારી શીર વારો ધારી, મારી વેરી જાય હારી;
હીમતે શીર લાળી ખેલ કરીયે આજ ભારી ભારી. સ૦

**ધ્રુવ**–પોતાની અપર મા ઉપર ઉત્તમ મુઆનો પત્ર લખીને સેના સહીત લડવા જાક છે.

# પ્રવેશ ૧૭ મો.

# સ્થળ સુનિતાંનો મેહેલ

**લલિતા**–(સુમતિના ફરમાનથી ધ્રુવજીનો લખેલો પત્ર વાંચેછે.

**(ગુરૂ ગોવીંદના મહીનાંનો.)**

કરૂં પત્ર વિદત હું આજ માતુ મારીરે;
થયું આજે અવળું કાજ તો દુઃખ કારીરે.
તે કેવા નથી સમર્થ ગતિ મતિ મારીરે:
પણ લખું હકીકત આજ હું આ વારીરે.
કીધો ભ્રાતે મ્રગ શીકાર વનની માંહીરે;
તેથી તેનું મ્રત્યું આજ થયું છે ત્યાંહીરે.
તે વાત સુણીને તુર્ત હું દુઃખ પામુરે;
મમ ભ્રાત વિયોગે સર્વ સુખ હું વામુરે.
હવે કર્શો ન માતુ શોચ દીલમાં આપરે;
થયું સર્વ પુરૂં મમ કામ એથી અમાપરે.

અમે થયા છીએ અસ્વાર લડવા કાજેરે;
ફરી કુચ્છ જઈને ત્યાંય માતુ આજેરે.
થયું થવાનું તેતો થાય માતુ મારીરે;
તેમાં ચાલે નહીં લગરાય કોઈની કારીરે.
નહીં કરશો લેશ ઉચાટ ઉરમાં માતરે;
મુને કરશે સત્વર સાહ્ય વિશ્વનો તાતરે.
વિણુ નથી લેશ ઉપાય માતુ મારોરે;
આ નમ્ર સ્તુતિ મમ માત ચીતમાં ધારોરે.
નવ કરશો કંઇ કલ્પાંત દીલમાં લેશરે;
તજ્યો ભ્રાતે તો આ વાર તેનો દેસરે.
કેજો પુજ્ય માતુને વાત ચીન્તા નવ કરશોરે;
પણ ઇશ્વર કેરૂં ધ્યાન ઉરમાં ધરશોરે.
છે ખરો એનો આધાર માતુ જાણોરે;
તેથી તેને ભજવા હર્ષ ઉરમાં આણોંરે.

**સુમતિ**-(ઉપર મુજબ કાગળ સાંભળીને.)

**મરાઠી ચાલની સાખી.**

અરે દૈવ્ય તેં ખુરૂં રે કીધું, મુજપરે તો આ વાર;
પુત્ર ઉત્તમને મોત તે આપ્યું, કર્યો ન કાંઈ વિચાર.
મરણુ મારૂં આવ્યુંછે નિશ્ચયે, પુત્ર વિનારે એ ઈશ;
ઉતમ મારો ક્યાંઇ પડયો છે, મોત આપે જગદીશ.
પુત્ર વિના આ વિશ્વ વૃથા છે, સુખ છે સ્વપ્નના તુલ્ય;
મારારે પુત્રની પાછળ હુંતો, મરીશ એ છે અમુલ્ય.

**લલિતા**-(સુમતિ નામુરછીત થવાથી.) **કલ્યાણુની ગજલ.**

વિશ્વપતિ શું કામ તે કીધું, બંધુંઊત્તમને મોત દીધુંરે વિ

રાજ ગયાછે રાજય તજીને, ભજવા તુજને દયાસીંધુરે. વિ
આમ નિર્દય થઇ દુઃખી તણું તેં. -હૃદય શા માટેવિભુવિંધ્યુંરેવિ
**સુમતિ—**(તેની દાસીને સુનિતીનેબોલાવવામોકલ્યા પછી.)

**(સીતાજીના મહીનાનો.)**

અરે પુત્ર મારા તુંરે ક્યાંઇ રહયો છું આવે સમે;
શુણી તુજ મુઆની વાત, દુઃખતે મુને દમે.
અરે કૃત્ય કીધું મેં ખરાબ હવે દુઃખ થાય છે;
પ્રીય પુત્ર વિના આવાર, પ્રાણ મારો જાયછે.
આથી પામું અપાર તો ખેદ, કૃપાનિધી હું અતિ;
પ્રીય પુત્ર મુઆથી આજ, બુઝીછે સહુમતિ.
કીધું ઇશ તેં કામ ખરાબ, વિભુ હે વિશ્વંભરા;
દેતું મોત મુંને આવાર, હવે જગદીશ્વરા.
વિણ નથીરે બીજો ઇલાજ, પ્રભુ શ્રીપરાત્પરા;
દેતું માર્ગ મુંને આવાર, માતુ સ્વચ્છ હે ધરા.
(એવી રીતે આપઘાત કરી પોતે મરણ પામે છે.)

**સુનિતિ**–(પ્રવેશ કરીને જુએછે તો સુમતિ મરી ગએલછે તેથી.)

**( અરે બાવાજી તુંફરે ઊદાસ )**

અરેઆશું કોપ થયોછે આવાર, કૃપાસિંધુ લેશતું કરને વિચાર
અચાનક આશુંરે જુલમ કેવાય, કહો આશીવાત ઉરેરેલેવાય
અરે ઈશતેંશું કીધોછે આકોપ, અમદીનપર આ દીધોશુંઆરોપ
દયા ના આવી ઇશ્વર તુંને જરી, વળીમુંને દુઃખીશા માટે કરી
અરે શું કીધાંછે મેં અઘટાતકામ, જેથી દેછે દુઃખમુને તું આઠાંમ
કૃપાળુ આશુંરે થયુંછે તુને, પ્રભુ કેમ આદુઃખ દેછે મુંને
અરે ઈશ દુઃખ આકેમ સેવાય, તારી રેમ વિણ નક્ષણ રેવાય
તોપણ જગદીશ કાંવેરી થયો, જોઇઆબીના મમપ્રાણ ગયો

**સુનિતિ**–(ઇશ્વરની આરાધના કરીને ધ્રુવની ભલામણ કરેછે.)

**આશાનું પદ.**

શુણ દયાનીધિ એક મારી સ્તુતી આજ;
મમશશી પુત્રની સાથે રહીને, કરજે સુક્રીત કાજ. શુંણ.
આજ અરણ્યમાં પુત્ર ગયો છે, પતિ ગયા તજી રાજ શુંણ.
પુરણ પ્રેમી ભક્તિ છે તારી આવી રાખે તું વિભુલ્લાજ; શુંણ.

## પ્રવેશ ૧૮ મો.

### સ્થળ કુબેરનાથનું વન.

**ધ્રુવ**–(પ્રવેશ કરીને ઉત્તમની સાથે બાથ ભરીને.)

**ગોપીચંદલડકા જોગી હોજાકે તજીદે રાજકુ. એ રાહ.**

હે મમ ભ્રાતા, કેમ સુતાછો આ રાનમાં;
ઝુરી ઝુરીને મરીશ આજે, કહુંછુ ભ્રાત આવાર;
અર્જ કરૂંછુ આપની પાસે, ધરોને ધ્યાન લગાર; હે.
પીતા આપણો વને ગયાછે માતુ થઇછે ઉદાશ;
લઘુ બાળ હું અહીં આવ્યોછું, આપ થયાછો વિનાશ. હે.
આપ મુખથી ભ્રાત શરીરે, ઉઠે મુજને લાય;
બેઠા થાઓને બાંધવ મારા, જીવ આ મમ દુઃખાય. હે.
રાજ કાજ માં હીંમત કોની, મળશે એ મમ ભ્રાત;
મરણ આપનું આજ થયુંછે, વને ગયા છે તાત; હે.

**વીપ્રસેન**–હે માહારાજા, શોચ કરો નહીં આસમે. ટેક.
અસી કર ઝાલી સાવધ થાઓ, કરીએ જેજેકાર;
વિલંબ હવેતો બહુ થયોછે, માટે ન કરવી વાર; હે.
ભ્રાત આપના મરણ શરણતા, આજ થાયા મહારાજ;
માટે હીંમત દીલ ધરીને, કરીએ આ સીધ કાજરે. હે.

**ધ્રુવ**–(સાવધ થઈને વિલાપ કરે છે.)

**(અરેલાલ દેવ.)**

અરે ભ્રાત મારા શું સુતા અહીં, પ્યારી માતુની દયા આવી નહીં
તમારા મોતથી દુઃખ રે થાયે, એહા થાઓ પ્રાણ મારો જાયે.
અરે પાપી યક્ષો શું કીધો આ કેર, મા...ા કેમ બંધુને હતું શું હતુ વેર
અરે ભ્રાત મુંને જરા તો કહો, મારી સાથ બોલીને લાવ લહો.
લાગે ધામ આપનું સુનું ઓ વીર, તમારા મરણથી રહે નહીં ધીર;
પ્રીયે માતુ શોચ કરેછે બહુ, બંધુ મારૂં દુઃખ શું તમને કહું.

**કામસેન**–(ધ્રુવને ધીરજ આપે છે.)

**(મુજે છોડ ચલા બનજારા.) એ રાહ.**

ધરો ધીરજ નૃપતિ પ્યારા, આમ કર્યે ન જાશે આરા.
કરો શત્રુ સાથ સંગ્રામ, ફલી ભુત થશે સહુ કામ;
ધરો કાન કથન સહુ મારા, આમ કર્યે ન જાશે આરા. ધરો.
પામ્યા વૈકુંઠ ઊતમ ભ્રાત, કરે શોચ આપની માત;
છે સર્વે મરણ ભય મારા, આમ કર્યે ન જાશે આરા. ધરો.

**યક્ષો**–લડીને મરતી વખતે.

**(દયાળુ દેવ દયા તારી)**

હમેરા બીનાશ હુવા હે આજ, સુનો હમબાત તુમે શીરતાજ
નહીહે લાજ ત્રીલોકીપતિ; હુવાહે બીનાશ પીડે દુઃખ અતિ. હ
હમારી સ્તુતિ સુનો ઈશ આપ, કીયે રેમ આપ જગતકે બાપ
અબે યહ ધામ તુમારે શરન, દયાસીંધુ હુવા હે મરન. હ

**ધ્રુવ**–(ભગવાન ક્રોધાયુક્તથી પ્રવેશ કરેછે તે વખતે)

**કૃશ્ન જીવનના મહીનાનો)**

ક્ષમા કરો વિશ્વનાથ (૨) હું દીન દાશછું આપનો.

સાચો આપનો આધાર(૨)પાપ સમુદ્રથી બચાવોને.
આપ વિના પ્રભુ કોઈથીરે કર્મ થાયન લગાર (૨)
પાપ તણા આ સમુદ્રથી ભવ તારો કીરતાર (૨)પાપ
ભ્રાત મરણથી આવે સમેરે, પ્રભુ જીવત લખાય (૨)
પણ મુજ પ્રતીરેમ રાખજો જેથી સીદ્ધ સહુ થાય (૨) પાપ
માતુ મારી શોચ સર્વદા કરે, દીન દયાળ (૨)
ભ્રાત મરણથી મરી જશે, કરો એની સંભાળ (૨) પાપ
માટે ક્ષમા કરી પાપ આ કરો સિદ્ધ મુજ કામ (૨)
જેથી આસકળ જગતમહીં, રહે અવીચળ નામ (૨) પાપ

(ભગવાનને સવિસ્તર હકીકત સમજાવે છે)

**( ફેનાહે સકલ જગતહે ફેના. ) એ રાહ.**

ક્ષમાકરો દયા સિંધુ મારા, બંધુ વિણનથી એકેઆરા. ટેક.
પીતાજી ધરે ધ્યાન તમપાસ, થયા મમભ્રાત અહીંઆંનાસ
માર્યોછે માર મુજભ્રાતા, જુઓને આપ ઊરે તાતા. ક્ષમા૦
કૃપા કરો દીન શેવકછું આપ, ટાળોને રહેમ કરીમુજ પાપ.
ધર્યાં મેં ધ્યાન પ્રભુતારા, બગડશે કાર્ય સહુ મારા. ક્ષમા૦
કહેશે હત્યારો આબાળ, માર્યા ગણુ આપ ચડયાથાં કાળ;
કરો સહુ ક્ષમા તમો ભગવાન, રહે અવીચળ જગત મમનામક્ષ

**ભગવાન**—ઊપર મુજબ બીના તથા ધ્રુવનું પરાક્રમ સાંભળીને પ્રશન થઇ નીચે મુજબ.

**( પીયુને તજાવનાર વેરી અલંકાર. )**

શુણ ધ્રુવ ભકત તારૂં પાપ સહુ ગયું;
તારાં કાર્ય સારાં તેથી સુકૃત્ય થયું. શુણ૦
ભગ્તી તેં કરી સદાય માહરી અતિ;

જેથી હાલ ખુશી થાય માહરી મતિ. શુણુ૦
અચળ આખલક તણું રાજ આપુછું;
નિશ્ચળ હું ઇદ્રાશનપર સ્થાપું છું. શુણુ૦
ચાલ વહીમાને બેસી કર લીલાલ્હેર;
ખુબ સુખ માણ્ પુત્ર થઇ મમ મ્હેર. શુણુ૦
ધન્ય ધન્ય પુત્ર ધ્રુવ ધન્ય તારૂં નામ;
ધન્ય તારી વીર માત ધન્ય તુજ ધામ. શુણુ૦

**સર્વ પાત્રો**--( નાટક થઈ રહ્યાબાદ પ્રવેસ કરીને.) **કલ્યાણ.**

સ્વદેશી સજ્જનો, સાંભળી તમે,
પ્રેમથી ભરેલ આ, કથા કીધી અમે. સ્વદેશી.
સાંભળીને વર્તો તેમ, સજ્જનો ને રાય;
જેથી કરી આપનું, દયાળ દીલ થાય. સ્વદેશી.
શ્રષ્ટીમાં જેજનમીને, કરશે આવાં કામ;
તો તેઓના નામ લેવાશે, જગમાં ઠામે ઠાંમ. સ્વદેશી.
સુનીતી પુત્ર એહછે તે, પુજવાને જોગ;
નાનપણામાં ભેખ પ્હેરીને, કીધો સર્વ વીયોગ. સ્વદેશી.
રાજ લઈને નામ રાખ્યું, જગમાં એણે એક;
જેથી કરી તેમને સંભાળે જન અનેક. સ્વદેશી૦
માટે આપ એવું કરો, જેથી રહે નામ;
તો તમારાં નામ લેવાસે જગમાં ઠાંમ ઠાંમ. સ્વદેશી૦
**અંદરજી** સર્વે સજ્જનોને, કરે હર્ષે પ્રણામ;
પ્રીતેથી પધારો સરવે હવે, આપને ધાંમ. સ્વદેશી૦

સમાપ્ત.

# जाहेर खबर.



સર્વે સજ્જનોને ખબર આપામાં આવેછે કે, આચોપડીઓ નીચેના આસામીઓ પાસેથી રોકડી કીંમતે મળસે.

**અમદાવાદ**—શા૦ પ્રેમચંદ વીરચંદ- ઠેકાણું સામળા નીપોળમાં.

**વાંકાનેર**—ખવાસ માવજી વસરાંમ પાસેથી તથા ગ્રંથ કરતા **અંદરજી સંકરજી રાવલ**.ની પાસેથી **અગર.** અમ દાવાદની શ્રી રાજનગર આર્યહીત વર્ધક નાટક કંપનીમાંથી રોકડી કીંમતે મંગાવી લેવી

**હુરપળ ચરીત નાટકનાં ગાયનો.** કી૦ બે આના.

**વાંકાનેર મહોત્સવ.** કીંમત. એક આનો

ધ્રુવ ચરીત નાટકનાં ગાયનો. કીંનત. બે આના.

ઉપરની ચોપડીઓ તેના કરતા પાસેથી રોકડી કીંમતે મંગાવી લેવી.

રેહેવાસી વાંકાનેર. કાઠીયાવાડ..

ગ્રંથ કર્તા-
**અંદરજી શંકરજી રાવલ.**
અ. આ. હી. વ. ના. કં. આ. મેનેજર.